# પારસી નાટક તખ્તાની તવારીખ.

---

લખનાર: ડૉ૦ ધનજીભાઇ ન. પટેલ.

---



---

મુંબઇ.

૧૯૩૧.

---

કિંમત રૂ. ૧॥.



મરહુમ ડૉ૦ ધનજીભાઈ નવરોજી
પટેલ, જી. પી. પી. સી.
જાણીતા પારસી લેખક અને શાહનામાના
કીરતનકાર, જેમનું મરણ ગયા ગુરૂવારે
૮૦ વરસની વયે નીપજ્યું હતું.

મરણ ૧૯-૪-૧૯૩૭

MAHIAR F. DASTOOR

# પારસી નાટક તખ્તાની તવારીખ.

---

## ગઈ સદીના ગુજર પામેલા પારસી એકટરો.

---

લખનાર: ડૉ૦ ધનજીભાઈ ન. પટેલ.



---







મુંબઈ.

૧૯૩૧.

---

કિંમત રૂ. ૨॥.

પારસીઓ, પાછળથી મોટે ભાગે પારસી કોમના જાણીતા શહેરી તરીકે જાહેર જીંદગીમાં જણાઇ ગયા હતા. એ સઘળા માનવંત ગ્રહસ્થોની ઓળખ આપવાની જો કે જરૂર છે, પણ જગ્યાની કોતાહીને લીધે તેમ બની શકતું નથી. તોપણ આજના અંકમાં એ પ્રખ્યાત પારસી મંડળના બે ગરૂપના જે બે જુદા જુદા ફોટોગ્રાફ મેં આપ્યા છે, તે લગભગ આજથી ૫૦—૫૫ વરસની ઉપરનાં એ પ્રખ્યાત એમેચ્યુઅરોના છે. એ સઘળાઓ તે વખતે પોતાની જવાનીના ખીલતા બહારમાં હતા.

એલફીન્સ્ટોનીઅન એમેચ્યુઅર્સ.



આ ગરૂપમાં ઉપલા ગ્રહસ્થો માંહેલા લગભગ સઘળાઓ ઉપરાંત થોડાકોને આ અદના લેખક ઓળખી શકતે થી.



એલફીન્સ્ટોનીઅન એમેચ્યુઅર્સ



લેટેલા ડાબી તરફથી—૧. કું. નાઝર, ૨. ધનજીભાઇ માસ્તર. (પાલખીવાળા)
બેઠેલા ડાબી તરફથી—૧. મે. ન. વાડીયા, ૨. મા. મેહતા, ૩. પે. ન. વાડીયા, ૪. ધ. ન. પારેખ, ૫. ... ...
૬. ડી. એન. વાડીયા, ૭. કે. ડી. બનાજી, ૮. કાંગા. ૯. ... ...

કુંવરજી નાઝરનું આ એમેચ્યુઅર મંડળ કાંઈ આજના એમેચ્યુઅરો મીસાલ સાડી અને પોલકા અને ડગલા-પાટલુન પહેરીને નાચતું નહી હતું! તેઓ સઘળા ઇંગ્રેજી નાટકો, ઇંગ્રેજી ભાશામાં ભજવતા હતા. અને એટલા માટે તેઓ ઇંગ્રેજી પેહરવેશ, પોતાની ગુજાસ પ્રમાણે બનાવી વાપરતા હતા.



## કુંવરજી નાઝર, તેવણની કેળવણી અને તેવણનો પહેરવેશ.

કુંવરજી સોરાબજી નાઝર એક ઉંચા કદના, કદાવર બાંધાના, ભરેલા આંગવાળા અને શોભાયમાન સ્વરૂપવાળા જવાન હતા. દેખાવે અને રૂઆબે તેવણ મનપસંદ દીસતા હતા. પેહરવેશમાં તેવણ બીલકુલ સાદા અને સુતરા હતા. કોલર કે નેકટાઇ જેવું તેવણ કાંઇબી જાણુતા નહી હતા. હંમેશાં ચુંઇની જુની ઢબવાળી ડગલી, અને મોટે ભાગે લાલ રંગની પાજની ઇજાર (તે વખતના સાધારણ રેવાજ પ્રમાણે), યા તો સુફેદ પાયજામામાં સજજ થયલા તેવણ દેખાતા હતા. કોઇજ વખત જરૂર પ્રસંગે કાળો ડગલો પેહડતા હતા. મરહુમ એક ચુસ્ત ફ્રીમેશન હતા.

ઇ૦ સ. ૧૮૬૩ના સાલમાં મરહુમ કુંવરજી નાઝરે મેત્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી, તેવણ એલફીનસ્ટન કોલેજમાં અભ્યાસ વધારવા જોડાયા હતા. એવણુની

લેફટનંન્ટ કરનલ ધનજીશાહ નવરોજી પારેખ I. M. S.



આગલા વખતના એક એમેચ્યુઅર, અને સ્ત્રીના પાર્ટ કરવામાં અસાધારણ વીખ્યાતી મેળવનાર.

કુંવરજી નાઝરને ધીમે ધીમે નાટકના ધંધાની લેહ એજ વખતથી લાગુ પડેલી હોવી જોઇયે, કેમકે એજ મિત્રો સાથ મળીને એવણે સ્થાપેલી અસલ એલફીનસ્ટન કલબ, હવે ધીમે ધીમે નવું અને જુદુ રૂપ ધારણ કરતી ગઇ, અને સેવટે ગુજરાતી પછી ઉરદુ ખેલો કરવાની પોતાની લાલચ તે અટકાવી શકી નહી. તોપણ તે એક એમેચ્યુઅર કલબ તરીકેજ કામ કરતી હતી. સઘળા એકટરો મોટે ભાગે જુનાજ ખેલાડીઓ હતા. તેઓ સઘળા નોકરી ધંધાના ધણી અને કેળવાયલા ગ્રહસ્થો હતા. તેઓમાં થોડાક નિચલા ગ્રહસ્થો હતા.

લેફટનંન્ટ કરનલ ધનજીશાહ નવરોજજી પારેખ, I. M. S.
કુંવરજી સોરાબજી નાઝર.
ડી. સી. માસ્ટર. (પાલખીવાલા)
પેસ્તનજી નશરવાનજી વાડીયા.
માણેકજી સુરતી.
કે એચ. કાગા.
મેરવાનજી નશરવાનજી વાડીયા.
ડી. એન. વાડીયા.
નશરવાનજી નવરોજજી પારખ, અને થોડાક બીજાઓ.

## કુંવરજી નાઝરે સ્ટેજ કરેલો પેહલ્લો ગુજરાતી ખેલ-કરણ ઘેલો.

ગુજરાતી નાટકો મુંબઇના નાટક તખતા ઉપર રજુ કરવા માટે કેખશરૂ કાબરાજીએ સ્થાપેલી પેલી પ્રખ્યાત નાટક ઉતેજક મંડળી વખણાઇ ગઇ હતી. પણ તે આગમચ કુંવરજી નાઝરના ભેજામાં ગુજરાતી ખેલો કરવાનો ધખારો લાગુ પડેલો હતો. નાઝરે પોતાના કાબેલ ખેલાડીઓ સાથ મસલહત ચલાવી, એક હીંદુ ખેલ સ્ટેજ કરવાની સુચના કીધી. ઘણાકોને એ વાત પસંદ પડી, અને થોડાકોએ શક દેખાડયો, કે પારસીઓ હિંદુ જેવી ભાશા બોલી શકશે નહી. પણ નાઝરે કહયું કે એક 'ચાન્સ' લેવું જોઇયે.

તુરતજ ગુજરાતના ઇતીહાસનો એક કીસ્સો પકડી તેમાંથી "ગુજરાતનો છેલ્લો રાજા કરણ ઘેલો," નાટક રૂપે લખાવી સ્ટેજ કરાવ્યો. આ ખેલમાં કેટલીક હિંદુ ધાર્મીક રસમો દેખાડવા, અને પારસી એકટરોને તે શીખાડવા, ખાસ હિંદુ બ્રાહમણો આવતા હતા. વળી સ્મશાન ભુમીમાં થતી કેટલીક ક્રીયાઓનો દેખાવ એ ખેલમાં સ્ટેજ થયો હતો. એ ખેલે ગુજરાતી આલમનું સારૂં ધ્યાન ખેંચ્યું હતું, પણ જેવી જોઇયે તેવી પ્રસંન્નતા મેળવી નહી હતી. એ ખેલમાં સઘળા ખેલાડીઓ જાણીતા પારસીઓ હતા. કરણ રાજા મરહુમ ફરામજી દાદાભાઇ અપુ થતા હતા જેવણની જવાન ઉમરનો એક ફોટોગ્રાફ, આ પ્રસંગે અત્રે રજુ કીધો છે. રૂપસુંદરીનું પાત્ર મરહુમ કાવસજી માણેકજી કનત્રાકટરે ભજવ્યું હતું. આ બંને ખેલાડીઓ માટે હવે પછી વધુ.

જવાનીના બહારમાં ખીલતા એક પ્રખ્યાત નાટકકાર મરહુમ ફરામજી દાદાભાઇ અપુ.



( રાજા કરણ તરીકેનો બાગ ભજાવ્યો ત્યારે. )

મરહુમ કાવસજી માણેકજી કંત્રાકટર.



આ ખેલાડી મરહુમ કુ. નાઝરનો માનીતો, સ્રીના ભાગ ભજવતો હતો, અને નાઝર એવણને હંમેશાં 'વહુજી' ને લાડકે નામે બોલાવતા હતા.

## કુંવરજી નાઝરની એલફીનસ્ટન કલબ.

કોઇ શુભ ચોઘડીએ સ્થાપેલું પેલું એલફીનસ્ટોનીઅનોનું મંડળ, કેવું ભાગ્યશાળી હશે, કે આજ સુધી તે નામની હસ્તી જળવાઇ રેહી છે! તે એમેચ્યુઅર મંડળમાંથી એલફીનસ્ટન કલબે જનમ લીધો હતો, જેણે પ્રથમમાં ઇંગ્રેજી નાટકો કીધા પછી ગુજરાતી નાટકો કરવા માંડયા, અને ત્યાર પછી તે મંડળીએ ઉરદુ નાટકો ભજવવાની શરૂઆત કીધા પછી, તે વીકટોરીયા નાટક મંડળી સાથ આમેજ થઇ ગઈ હતી.

પણ એલફીનસ્ટને જુની નાટકશાળામાં પેલા કાબેલ ખેલાડીઓ સાથ જે ધુમ મચાવી હતી, તેની નોંધ બેશક લેવી ઘટે છે. જુની એલફીનસ્ટને જ્યાં સુધી પોતાના કેળવાયલા ખેલાડીઓની મદદ સાથ ગુજરાતી ખેલો કીધા હતા, ત્યાંસુધી નાટક જોનારાઓના દીલ બેશક જીતી લીધાં હતાં. પણ જ્યારે મજકુર ખેલાડીઓ તેથી વીખુટા પડયા અને એલફીન્સટને ઉરદુ ખેલો ભજવવા માંડયા, ત્યારે તે એક ધંધાદારી કલબ તરીકે જાહેર થઇ હતી. જુની એલફીનસ્ટને કરેલા ગુજરાતી ખેલોમાં વખાણવાજોગ ખેલ જે સ્ટેજ કીધો હતો, તે અરેબીઅન નાઇટ માહેલો પ્રખ્યાત કિસ્સો, અલાઉદીન અને જાદુઇ ફાનસવાળો ખેલ હતો. એ ખેલ યાંત્રીક સીન સીનરીથી ભરપુર હતો. એમાં એકજ ખેલાડી જે તમાશબીન આલમનું ધ્યાન પોતાના હાવભાવ અને ઉંચી કીસમના ઇંગ્રેજી 'એકટીંગથી' ખેંચી મન જીતી લેતો હતો, તે મરહુમ ધનજીભાઇ સી. માસ્તર



ઉરફે પાલખીવાલા હતો. આ લખતી વખતે, તે મરહુમનો ચીતાર, તેનું ચોકકસ એકટીંગ, તેના હુન્નરમંદ exits અને entrances આ લખનારની નજર સામે આજેબી જાણે; તે દેખાતા હોય, એમ લાગે છે. તે જ્યારે યાદ આવે છે, ત્યારે આજના એમેચ્યુઅરોની હાલત અને હુંન્નરમંદી ઉપર ધિકકાર સિવાય કાંઇબી સુઝ પડતું નથી!

જ્યારે યાંત્રીક દેખાવો અને તલેસમની ગડબડથી ગ્રાંટરોડની નાટકશાળાઓ ધમધમવા લાગી, ત્યારે કુંવરજી નાઝરે લાંબો વિચાર કરી વળી એક નવો ખેલ એલફીનસ્ટન કલબ હસ્તક જુની નાટકશાળામાં રજુ કરાવ્યો. તે ખેલ 'ઇંદ્ર સભા'ને નામે જાણીતો કિસ્સો હતો. કુંવરજી નાઝરે તેમાં પણ યાંત્રીક દેખાવો રજુ કીધા. લાઇમ લાઇટનો 'રંગ-બેરંગીન ચીતાર,' આ ખેલમાં પેહલીજ વાર મરહુમે રજુ કરાવ્યો હતો. ઇનદર રાજાની દરબારમાં આવતી રંગબેરંગીન પરીઓ, જ્યારે પ્રવેશ કરતી, ત્યારે આખી દરબાર તે પરીઆંઓના રંગ જેવી બની ઝકઝકી રેહતી! એ ખેલમાં તે વખતના પ્રખ્યાત ખેલાડીઓ મી૦ નશરવાનજી નવરોજી પારેખ (આજે ડાકટર) ગુલફામનો ભાગ ભજવતા હતા, અને માસ્તર શીયાવક્ષ રૂસ્તમજી માસ્તર (આજે બારીસ્ટર-એટ-લો), સબ્ઝ પરી તરીકે કામ કરતો હતો. રાજા ઇનદર પ્રસીધ્ધ પારસી ખેલાડી, જેણે ખુશરો-શીરીનના નાટકમાં પોતાની કીર્તી, શીરીનનો ભાગ ભજવી હાંસલ કીધી હતી. અને જે ખુરશેદજી બેહરામજી હાથીરામને નામે જણાયલો હતો, તેણે ભજવ્યો હતો,

મી૦ શ્યાવક્ષ, રૂસતમજી માસ્તર. (બારીસ્ટર-એટ-લો.)



એક પ્રખ્યાત બાળગાંધવ. પેહલી ઈન્દર સભામાં ડા૦ નશરવાનજી પારેખ ગુલફામ થતા હતા, ત્યારે આ ત્રણ ફુટના જવાને સબ્ઝપરીનો પાર્ટ ભજવ્યો હતો.

એ ઉપરાંત જુની એલફીનસ્ટને અનેક ખેલો ગુજરાતીમાં ભજવ્યા હતા. તે માહેલા કેટલાક મેં આગલા ભાગમાં જણાવ્યા છે, તેમ ડાકટર નશરવાનજી પારેખે

મરહુમ કાવસજી માણેકજી કંત્રાકટર.



આ ખેલાડી મરહુમ કુ. નાઝરનો માનીતો, સ્ત્રીના ભાગ ભજવતો હતો, અને નાઝર એવણને હંમેશાં 'વહુજી' ને લાડકે નામે બોલાવતા હતા.

## કુંવરજી નાઝરની એલફીનસ્ટન કલબ.

મી૦ શ્યાવક્ષ, રૂસતમજી માસ્તર. (બારીસ્ટર–એટ–લૉ.)



એક પ્રખ્યાત બાગગાંધવ. પેહલી ઈન્દર સભામાં ડા૦ નશરવાનજી પારેખ ગુલફામ થતા હતા, ત્યારે આ ત્રણ ફુટના જવાને સબઝપરીનો પાર્ટ ભજવ્યો હતો.

એ ઉપરાંત જુની એલફીનસ્ટને અનેક ખેલો ગુજરાતીમાં ભજવ્યા હતા. તે માહેલા કેટલાક મેં આગલા ભાગમાં જણાવ્યા છે, તેમ ડાકટર નશરવાનજી પારેખે

## મી૦ નાઝરની એક 'ખામી'—ખામી કહો કે 'ખુબી.'

નાટક તખ્તા ઉપર કંઇ અને કંઇ નવું કરવાની ઉલટ આ પારસી નાટકીમાં ઘણીજ હતી. અને તેમ કરવામાં તેને તેનો આગલો અનુભવ ઘણોજ કામે લાગતો હતો. એવીજ કીસમની એક સફાઇ, જુની નાટકશાળામાં આવેલી એક ઇંગ્રેજી નાટક કંપની સાથે પોતે સામેલ થઇ કીધેલી ઘણીજ લોકપ્રીય થઇ પડી હતી.

## પ્રખ્યાત-'રતી મેદમ'—ગ્રેસ ડારલીંગનું પારસી લેબાસમાં સ્ટેજ થવું.

જુની નાટકશાળામાં આવી ઉતરેલી એક ઇંગ્રેજી કલબને, મી૦ નાઝરે એક સુચના કીધી હતી, કે પારસી અને ઇંગ્રેજ કમ્યુનીટીનું ખેંચાણ કરવા માટે, કલબની અમુક એકટ્રેસને, પારસી બાંનુના વેશમાં સ્ટેજ કરવી, અને એક ઇંગ્રેજી ગાયન ગવડાવવું. આ સુચના તેજ વખતે અમલમાં મેલાઇ હતી, અને મી૦ નાઝર જેવણ ઇંગ્રેજી કવીતા જોડવામાં બાહોશ હતા, તેવણે એ પાત્રના મોહડાંમાં વખતને અનુસરતું એક ઇંગ્રેજી ગાયન જોડ્યું હતું. એ ગાયન ઘણુંજ લોકપ્રીય થઈ પડ્યું હતું, અને જે મદમ એકટ્રેસે, પારસી બાંનુનો વેશ પેહડી તે ગાયન રજુ કીધું હતું, તે બાંનુનું નામ 'ગ્રેસ ડારલીંગ' પંકાઇ ગયું હતું. ! આ ગ્રેસ ડારલીંગનો, પારસી બાનુના પેહરવેશમાં તે વખતે લીધેલો ફોટોગ્રાફ, જે હમોએ મરહુમની લાઇબ્રેરીમાંથી ખાસ મેળવ્યો છે, તે અત્રે રજુ કીધો છે.

મીસ ગ્રેસ ડારલીંગ.



જેણીએ રતી-મેદમ તરીકે પારસી લેબાસ સજી, મુંબઇમાં જુની નાટકશાળાના તખ્તા ઉપર હો-હોકાર મચાવ્યો હતો. જેણીએ 'રતી મેદમ' ઇઝ માઈ નેમ' વાલું મી૦ નાઝરે રચેલું ગાયન લલકાર્યું હતું.

## મીસ ગ્રેસ ડારલીંગ.



જેણીએ રતી-મેદમ તરીકે પારસી લેબાસ સજી, મુંબઇમાં જુની નાટકશાળાના તખ્તા ઉપર હો-હોકાર મચાવ્યો હતો. જેણીએ 'રતી મેદમ' ઇઝ માઈ નેમ' વાલું મી૰ નાઝરે રચેલું ગાયન લલકાર્યું હતું.

[૨૮]

**મરહુમ પેસ્તનજી નશરવાનજી વાડીયા. યુનીવરસીટીના ફેલો.**



એક પ્રસીધ્ધ પારસી અમેચ્યુઅર. (ઇ. સ. ૧૮૫૮.)



## મરહુમ શેઠ પેસ્તનજી નશરવાનજી વાડીયા.

ગયા અંકમાં આપેલા એલફીનસ્ટોનીઅન એમેચ્યુઅરોના બંને ગરૂપમાં બેઠેલા પારસી જવાનો માહેલા થોડાક સાહેબોને હું જાતે ઓળખતો હોવાથી તેમને માટે આજે હું કાંઇક લખવા માગું છું. એ માહેલા એક મરહુમ મી૦ પેસ્તનજી નશરવાનજી વાડીઆ છે. તેવણ મરહુમ મી૦ કુંવરજી નાઝરના સંબંધમાં આવ્યા હતા. આ સંબંધનું પરીણામ 'એમેચ્યુઅરીંગ'માં આવ્યું હતું. હીયાંજ કુંવરજી નાઝરને મી૦ ડી. એન. વાડીયા મલ્યા હતા, જેવણે પોતાનો ઇંગ્રેજીનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો, અને સેવટે M A. ની પદવી પામ્યા હતા. એ મી૦ ડી. એન. વાડીયા પાછળથી સર જમશેદજી જીજીભાઈ બારોનેટની ધર્મખાતાની સ્કુલના વડા પ્રીનસીપાલ નેમાયા હતા, અને તે ઓધ્ધો મરહુમ સેવટ સુધી માન સાથ ભોગવી 'રીટાયર' થયા હતા. મરહુમ મી૦ ડી. એન. વાડીયા (ડોસાભાઇ નશરવાનજી વાડીયા) મુંબઇના જાણીતા બારીસ્ટર મી૦ રૂસ્તમ વાડીયાના પીતા થતા હતા. પાંચમા સફા ઉપર આપેલા ફોટોગ્રાફમાં મી૦ ડી. એન. વાડીયા એક સ્ત્રી પાત્રના પેહરવેશમાં બેઠેલા જણાય છે.

મરહુમ પેસ્તનજી વાડીયા એક ચુસ્ત ફ્રીમેશન હતા. દીલના ઘણાજ માયાળુ, દોસ્તો તરફ ઘણીજ મેહરબાનીભરી લાગણી ધરાવનારા ભલા ખવાસના નર હતા.

## મી૦ પેસ્તનજીના ભલા ખવાસનો એકજ દાખલો.

મરહુમ ઝોરાસ્ત્રીઅન કોનફરંસની તરફ ઘણી દીલસોજી ધરાવતા હતા. મજકુર કોન્ફરન્સની એક સભા કોટમાં આવેલી એક નાટકશાળામાં જ્યારે થોડાક ચીબાવલા પારસી છોકરાઓના તુફાનને લીધે અધુરે ગઇ, ત્યારે કોનફરન્સના પેશકારોના દીલ ઘણાજ આઝુરદે થયાં, અને એવો ઠરાવ કીધો, કે કોનફરન્સના વીરોધીઓ તરફથી થતા મેળાવડા, જે તે વખતે ચર્નીરોડના સ્ટેશન સામે આવેલી બેરામજી જીજીભાઇની સ્કુલના ગંજાવર મકાનના હોલમાં થતા હતા, તે મેળાવડા માટે મજકુર સ્કુલનો હોલ ભાડે આપવો નહી.

એતેફાક એવો બન્યો, કે જશન કમીટી તરફથી તે વખતે અમુક તેહવાર પ્રસંગે આ અદના લખનારને શાહનામાનું એક કીર્તન, એ સ્કુલના હોલમાં કરવાનો મોકો બરપા થયો હતો, અને રાબેતા પ્રમાણે તે માટે હોલના પેશકારો પાસથી રજા મંગાવતાં જવાબ આવ્યો, કે હોલ કીર્તન માટે જશન કમીટીને મળી શકશે નહી. ધ્યાન રાખવુ કે તે વખતે કાવસજી રેડીમનીવાળો પબ્લીક હોલ જે હાલમાં સર્વ માટે ખુલ્લો પડયો છે, તે તઇયાર નહી થયલો હોવાથી, જશન કમીટીના મેળાવડાઓ ઉપર મોટો કાપ પડવાનો સંભવ ઉભો થયો.

જશન કમીટીના ધુંધી સેક્રેટરી મી૦ નશરવાનજી મુનશીએ તેજ વખતે આ ખબર મને આવી આપી, કે હવે શાહનામાના તમારાં કીર્તન કેવી રીતે જશન કમીટી રજુ કરાવી શકે? મેં કહ્યું કે હોલ નહી આપવાનો કોણે હુકમ કીધો છે, અને એ હુકમ કોણ ફેરવી શકે? મી૦ મુનશી બોલ્યા કે "તમે મારી સાથે મી૦ પેસ્તનજી

(૩૦)

## મરહુમ ફરામરોઝ રૂસ્તમજી જોશી. જે. પી.



આગલા વખતના ઇંગ્રેજી તેમજ ગુજરાતી નાટકોમાં સ્ત્રીના ભાગો બજાવી નામના મેળવનાર એક એમેચ્યુઅર.

એક વખત આ એમેચ્યુઅરોના કામની અને નામની નોંધ લીધા પછી, હું માનું છ કે આ તવારીખનું ગાડું સરળતાથી ગબડતું થશે. છતાંબી જો કોઈ સાહેબને મારા આ લેખમાં ગુંચવાડો યા ખટકો કે ખતરો લાગે, તો તેઓને પોતાને ખરે નામે લખી ખુલાસો માગવાનો દરેક અધિકાર છે. પણ નનામાં તખલ્લુસ હેઠળ લખાણ કરવામાં તેઓ પોતાની ફરીઆદને દેખતી રીતે નિરમુલ કરી નાંખે છે.

આજે મરહુમ ફરામરોઝ જોશીને હું એક પારસી એમેચ્યુઅર તરીકે યાદ કરૂં છું. એ ભાઇ હમણાજ થોડાક વરસ ઉપર ગુજરી ગયા છે. મગર જેઓએ મરહુમને પોતાની નજરે જોયા હશે, તેઓ વિચાર કરશે કે, "શું ફરામરોઝ જોશીબી અગાઉ નાટક કરતા હતા?"

આ ટીકા કરવાનો મને આજે ખાસ સંજોગ હાથ લાગ્યો છે. આપણી કોમના એક જાણીતા ગ્રહસ્થ, આજે આ આરટીકલોના સંબંધમાં મને મલવા માટે આવ્યા હતા. તેવણે મને સવાલ કીધો, કે "કેમ હવે કોણુને ચીતરોછ?" મેં જવાબ દીધો, કે ભાઇ હવે મારી આરટીકલમાં મરહુમ ફરામરોઝ રૂસ્તમજી જોશીને માટે લખુંછ." મારા આ સખુનો સાંભળી, મારા મીત્ર અજબ થઈ બોલ્યા: "શું, ફરામરોઝ?

## (૩૧)
## માણેકજી હોરમસજી બારભાયા.



મરહુમ માણેકજી હોરમસજી બારભાયા, એક પેહલ્લે દરજજેના મધુર અવાજવાલા જવાન હતા. એવણુને કુદરતીજ બક્ષેસ એવી મળી હતી, કે એવણુના ગળાંમાં મધુરતા ભરેલી હતી. તે વખતે કાંઇ આજના જેવા ગલીએ ગલી, અને મોહલ્લે–મોહલ્લે મ્યુઝીકે કલાસો રેવ રેવ થતા નહી હતા, કે માણેકજી બારભાયા ત્યાં ગાયનો ગાવાનું શીખવા જાય. એવા ઘણુાજ થોડાક ભાગ્યશાળીઓ જન્મે છે, કે જેઓને ગાયન ગાવા માટે કુદરતે તેઓ ઉપર પ્રસન્ન થઇ, તેઓના ગળાંમાં મીઠાસ મુકી દીધેલો હોય છે! એવો મીઠાસ માણેકજી બારભાયાના ગળાંમાં જન્મથીજ હોવાને લીધે, એવણુના જમાનામાં એવણુની કદર જાણીતા જરનાલીસ્ટ, ગાયનકાર અને શાએર, પેલા પ્રખ્યાત પારસી મરહુમ નશરવાનજી દોરાબજી આપઅખતીઆરે બુજી, એવણુને પોતાના 'લેફ્ટનંન્ટ' બનાવી રોકી લીધા હતા !

અખતીયારનું મંડલ, રમુજી 'સ્કેચીસો' સ્ટેજ કરવા લાગી હતી. દાખલા તરીકે 'કજોડાંનો સ્કેચ.' માતબર બુઢા વર સાથ જવાન ૧૨–૧૩) વરસની છોકરીના લગનનો દેખાવ, એક રમુજી ગાયન સાથ, તમાશબીનોને ઘણોજ મન પસંદ થઈ પડયો હતો. વળી પ્રભુ સુધારાના રીવાજ જુદા જુદા રમુજી દેખાવો, પણ તેટલાજ ફતેહમંદ નિવડતા હતા. એવા સ્કેચમાં અચ્છા પારસી ગાનારા છોકરાઓની મરહુમ આપઅખતીયારને ઘણીજ જરૂર હોવાથી, તેવણને કાને મરહુમ બારભાયાની કારકીર્દીની ખબર પડતાંજ, એ જવાનને મેલવવાની ગોઠવણ કીધી, અને એ ગોઠવણના પરીણામમાં, બારભાયા મરહુમ આપઅખતીયારની મંડળીમાં સામેલ થયા હતા.

નશરવાનજી દોરાબજી આપઅખતીયાર.



તપાસી વાંચો, મહેરબાન! એક કદમ વધુ! નશરવાનજીના હાથમાં માણેકજી બારભાયા આવ્યા પછી નશરવાનજીનાં ભેજાંમાં એક નવો કીડો ચવડી નિકલ્યો! એ વખતે માણેકજી એક જવાન વછેડાના કદનો, પોહળી પેશાની અને મજબુત બાંધાનો જવાન હતો. તેનો અવાજ ખીલેલો, અને તઈયારીવાલો હતો. આ સંજોગનો પુરતો લાભ નશરવાનજીએ લેવાનો ઇરાદો કીધો.

મરહુમ પેસ્તનજી પાવરી, તે વખતે ઝોરાસ્ટ્રીયન કલબના એક આગેવાન ખેલાડી, અને એક જોડયા માલેક હતા. તેવણ એક પેહલે વાંધેના એકટર હતા, અને ખુશરો–શીરીનના ખેલમાં ખુશરોના ભાગ ભજવી પોતાની કીરતી હાંસલ કીધી હતી.

આપઅખતીયારનો બીજો સોહરાબ



મરહુમ પેશોતન દાદાભાઈ પાવરી.

ત્યારેજ મરહુમ માણેકજી બારભાયાની ગાયન કળાની કદર બુજાઈ હતી! ત્યારેજ મરહુમને સઘળાઓએ યાદ કીધા હતા! શા કારણ માણેકજી સ્ટેજ છોડી ગયા, તે આજ સુધી જણાયું નથી. શાંતી. મરહુમના નેક અને ભલા રૂહને હું શાંતી ચાહું છું.

મરહુમ નશરવાનજી દોરાબજી આપઅખતીયાર. પારસી પંચના માલેક અને અધીપતી.



Yours faithfully

Nesserwanji Dorabji

## મી૦ બરજોરજી નવરોજજી આપઅખતીયાર.




હીન્દી પંચ (આગલાં પારસી પંચ) ના હાલના અધીપતી અને માલેક.

મરહુમ ન૦ આપઅખતીયારે સાહીત્યના રણક્ષેત્રમાં ચલાવેલી ચળવળ એટલામાંજ પુરી થયેલી વાંચક મેહરબાનોએ સમજવી નહી. તે ચળવળો શું શું હતી, અને કેવી કેવી હતી, તે તો એ મરહુમની જીંદગીનું વૃતાંત લખ્યાથીજ કલ્પી શકાય એમ છે. પણ એક શાએર તરીકે એવણે મેળવેલી પ્રસિધ્ધતા, અને એક જાહેર રમુજી લેખક તરીકે, મજાકના મયદાનમાં ચલાવેલી કલમબાજીથી એવણને જે મહાન મુશ્કેલીમાં

ફરામજી સોહરાબજી ભરૂચા.



એક ગાયક, એક જાહેર લેખક અને જાહેર હીસાબી.

## કેખશરૂ કાબરાજી, "એક લુચ્ચો છોકરો!"

સત્તર વરસની ઉમરે કેખશરૂ 'જામે'ના અધીપતી થઈ બેઠા હતા. 'ગુજરાતી રીવ્યુ' નામના એક છાપાએ, કેખશરૂની ઠેકડી કરતાં ટીકા કીધા હતા કે એક **Boy Editor**. એવા એવા તો સખત ટીકા ઘણીબી થયા હતા, પણ કમનસીબે, જામેમાં એક લેખ, સુધારા વીરૂધ્ધ કોઇ જુના ડોઆએ છપાવ્યો, અને તે લેખમાં સુધારાવાળાઓને હાથ ઘાલી લીધા હતા! હવે બનાવ એમ બન્યો, કે રાહનુમાય સભા ઉભી કરી તેને નીભાવવા, આગેવાન પારસી સુધારકો સાથ સોરાબજી બંગાલી અથાગ મેહનત કરતા હતા તેવણે જામેમાં છપાયલો ઉપલો લેખ વાંચી માની લીધું, કે તે લેખ કેખશરૂએજ જામેમાં લખ્યો હતો! એમ માની લઇ, સોરાબજી બંગાલી, જેવણનો રાસ્ત ગોફ્તારમાં તે વખતે મોટો વગવસીલો હતો, તેવણે કાબરાજી ઉપર નીચલો હુમલો રાસ્ત ગોફ્તારમાં કીધોઃ

કેખશરૂ કાબરાજી જવાન ઉમરે.



કેખશરૂ જ્યારે 'બેજન' તરીકે સ્ટેજ ઉપર ગયા, તે વખતની ઉમરમાં.

બસ એજ એક વખત કેખશરૂ સ્ટેજ ઉપર ઉતરી, એક પરગજુ કામમાં મદદગાર થયા હતા. એક એકટર તરીકે મેં પહેલીજ વાર કેખશરૂને તે વખતે સ્ટેજ ઉપર જોયા હતા. પોતાના હરીફોને તાણા મારવામાં કેખશરૂ કદીબી તક મલવે પછાત પડે તેમ નહી હતા, અને તેવી તક આ નાટકમાં બેજનનો પાર્ટ કરતી વખતે કેખશરૂએ એકદમ લીધી હતી. તે તક એ હતી, કે પોતાના પાર્ટમાં જે નવું એક ગાયન ઉમેર્યું હતું, તે મને તો તેજ વખતે લાગ્યું, કે તે ગાયન અમુક જનોને સંભળાવવાજ મુકયું હતું.

"બળ હોય તો બહાદુરીથી લડીને બતાવો,
દેવ દુશમનને દાબી દીલે દેશ બચાવો."

## કેખશરૂ ડીરેકટર તરીકે

એક ડીરેકટર તરીકે કેખશરૂએ જેમ વીકટોરીયા નાટક મંડળીમાં કામ કીધું હતું, તેના કરતાં નાટક ઉતેજકમાં ઘણા વરસો સુધી એવણે એ ડીરેકટરની ફરજો બજાવી હતી. એવણના ભાષનો અભ્યાસ કરવાનું, એવણની રીતભાતનું જ્ઞાન મેળવવાનું,

જાણીતા શેહરી શેઠ સોરાબજી શાપુરજી બંગાલી.



મુંબઇના એક મોટા પારસી વેપારી.

જાણીતા પારસી વીદવાન.



શેઠ અરદેશર ફરામજી સુસ

૧૮૬૯ સાલમાં જાણીતા પારસી શેહરી.



શેઠ ખુરશેદજી નોશીરવાનજી, કામાજી.



આગેવાન પારસી અગ્રેસર.



શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાજી.

મેત્રીમોનીઅલ કારટના ડેલીગેટ, જસ્ટીસ ઓફ ધી પીસ, અને મરહુમ નાહનાભાઇ રાણીના તથા કવી નરમદાશંકર સાથ મલી ગુજરાતી ડીક્ષનરી લખનાર પેહલા પારસી.

## કેખશરૂ નાહક બદનામ.

પણ હીયાં એક મુંઝવણ જે પેહલી નજરે ઉભી થાય છે, તે હવે મટી જાય છે. તે વાત હું આગળ લખી ગયો છું, કે કેખશરૂને સોરાબજી બંગાલીએ જામે જમશેદમાં સુધારાવાળાઓની વીરૂધ કાંધક લખાણ કરેલું માની લઇ, એક લુચ્ચા છોકરાના નામની ઉપમા આપી હતી. પણ પાછળથી સોરાબજી બંગાલીની ખાત્રી થઇ હતી, કે તે લખાણ કરનાર કુંવરજી મોદી નામના એક ગ્રહસ્થે સુધારાવાળાઓની ઝાટકણી કાહડવા તે લખ્યું હતું, એટલે સોરાબજી હવે કેખશરૂને નાહક બદનામ કરવા ઉતાવળ્યા થયા હતા, એમ તેવણની ખાત્રી થઇ, અને કેખશરૂએ નેમેલી ઉપલી કમીટીમાં તેવણે પોતાની સામેલગીરી આપી હતી.

# વીક્ટોરીયા નાટક મંડળીના પેહલ્લા માલેકો.

એ પનોતી અને પ્યારી પ્રજાપસંદ પેહલવેહલ્લી ધરખમ પારસી નાટક મંડળીની સ્થાપના ઇ. સ. ૧૮૬૮) ના સાલના, મે માસમાં થઇ હતી. આજે તેને બરાબર ૬૧) વરસની મુદ્દત, જો તે જીવતી હતે તો થઇ હતે. જ્યારે વીક્ટોરીયા નાટક મંડળી પેહલ્લી સ્થપાઇ, ત્યારે તેના પેહલ્લા માલેકો નીચલા ચાર જરથોસ્તી સાહેબો હતા, જે આજે સઘળા ગુજર પામ્યા છે.

૧. દાદાભાઇ રતનજી ઠુંઠી, ઉરફે દાદી ક્રાઇસ્ટ.
૨. ફ્રામજી ગુસ્તાદજી દલાલ, ઉરફે ફ્લુ ધુસ.
૩. કાવસજી નશરવાનજી કોઠીદાર, ઉરફે કા૦ ગુરગીન.
૪. હોરમસજી ધનજીભાઇ મોદી, ઉરફે કાકાવાલ.

## વીક્ટોરીયા કલબના પેહલવેહલ્લા ચાર સહાસીક માલેકો.

દાદાભાઈ ર. ઠુંઠી. (દાદી ક્રાઈસ્ટ)



ફ્રામજી ગુસ્તાદજી દલાલ. (ફ્લુ ધુસ !)



કાવસજી નશરવાનજી કોહીદારૂ. (કાવજી બા!)





હોરમસજી ધનજીભાઇ મોદી. (કાકાવાબ!)



વીકટોરીયા મંડળી ૧૮૬૮) માં ઉભી થઇ, અને તે ગબડવા લાગી. વરસની આખેરીએ હીસાબ જોતાં, થોડી ઘણી નુકશાની માલમ પડી! પણ ૧૮૬૯ નું સાલ આ નવા માલેકોને ઘણુંજ ફળદાયક થઇ પડયું. તે કેમ વારૂ? તે એમ, કે કેખશરૂ કાબરાજીએ ફીરદોસીના શાહનામાને આધારે,

## જમશેદ !

આ એજન મનીજેહની આવી મહાભારત ફતેહ પછી, કેખશરૂએ પોતાનો બીજો ઇરાની ખેલ તઇયાર કીધેલો, કારોબારી કમીટી આગળ પેશ કીધો હતો. તે ખેલ પણ શાહનામાને આધારે રચ્યો હતો. તે ખેલનું નામ જમશેદ હતું. તેમાં જમશેદ અને ઝોહાકની બાબદ દાખલ કરી હતી. લખનારે તેમાં સમ્યાનુસાર હાસ્યરસ આમેજ કીધું હતું, જે ઘણુંજ લોકપ્રીય થઇ પડ્યું હતું.

## ૧૮૭૦ માં નાટક લખનારાઓમાં જાગેલી ચળવળ.

એક ચેતક જે પારસી જવાનોમાં આજેબી જોવામાં આવે છે, તે તે જમાનામાં પણ ચાલુ થયું હતું ! એજન મનીજેહ પારસીઓએ વખાણ્યો, એ બનાવ ઉપરથી કેટલાક પારસી લખનારાઓને નાટક લખવાનુંજ ચેટક લાગ્યું હતું ! વાત જરા લેખકોને લગતી છે, એટલે લખ્યા વગર ચાલતું નથી, કે પવને વાત ફેલાવી કે વીકટોરીયા કલબ માટે કેખશરૂએ નવો ખેલ લખ્યો છે, તે શાહનામા માહેલા પાદશાહ જમશેદના દાસ્તાન ઉપરથી લીધો છે ! આ વખતે કારોબારી કમીટીમાં એક નવા સદગ્રહસ્થ જોડાયા હતા. તેવણે કમીટીમાં લડત ચલાવી, કે હવે જાહેર ખબર આપી ઇનામની હરીફાઇ લેખકો વચ્ચે કરાવી ઇરાની ખેલો લખાવવા, અને જેનો ખેલ પસંદ પડે, તેને રૂ. ૩૦૦ નું ઇનામ આપવું. આ ઠરાવ મુકનાર કોઇજ નહી, પણ મુંબઇ શહેરના તે વખતે બહુ જાણીતા શહેરી શેઠ ડોસાભાઇ ફરામજી કરાકા હતા.

ડોસાભાઇ કરાકા એક વીદવાન ગ્રહસ્થ હતા. તેવણ પાછલથી અનેક સરકારી ઓધ્ધા અને માનપાન ભોગવવા ઉપરાંત, મુંબઇના કલેકટર અને એક માજીસ્ટ્રેટ હતા, અને પારસીઓને લગતી ઇરાનની તવારીખને લગતાં બે મોટાં દળદાર પુસ્તકો તેવણે રચ્યાં હતાં.

મરહુમ ડોસાભાઇ ફરામજી કરાકા. C. S. I.



જાણીતા પારસી તવારીખનવેશ, લેખક, અને મુંબઇના
પ્રેસીડનસી માજીસ્ટ્રેટ.

સેક્રેટરીની ખાલી પડેલી જગ્યા માટે ઉમેદવારી કરી, તે જગ્યા ઉપર નીમાયા હતા.

જાણીતા પારસી શેઠીઆનો કેળવાયલો દીકરો, વીકટોરીયા નાટક મંડળીનો સેક્રેટરી.



મરહુમ દાદાભાઇ સોરાબજી ફરામજી પટેલ, (એમ. એ.).
પાછળથી વીકટોરીયા કલબ અને 'ઓરીજીનલ વીકટોરીયા કલબના' માલેક.

## ખુરશેદજી મેરવાનજી બાલીવાળા.



જવાનીના બહારમાં. વીકટોરીયા કલબની શરૂઆતમાં. સુંનાના મુલની ખુરશેદના ખેલ પ્રસંગે. ઈ૦ સ૦ ૧૮૭૧ ના સાલમાં ખશરૂ કોબાદને નામે મશહુર થયલો.

ખશરૂ કોબાદની સ્ટેજને લગતી કારકીર્દીનું બ્યાન આ તકે હું કરતો નથી તે તક હું હવે પછી લઇશ. આ પ્રસંગે હું એટલુંજ દેખાડવા માગું છું, કે ૧૮૭૧)માં નાટકોની શરૂઆતના જમાનામાં, એટલે આજથી લગભગ ૫૮) વરસ ઉપર, પારસી નાટક તખ્તો ધ્રુજાવી રહેલા પારસી ખેલાડીઓ કેવા હતા.

પેસ્તનજી ફ્રામજી માદન.



એક સાદો સુતરો-મગર તે વખતનો ફાંકડો જવાન. દેખાવે દીલખુશ-હલકે ગુલગુલ-નાટક તખ્તાને જેબ દેનારો.

## બેનઝીર અને બદરેમુનીરનો 'ઓપેરા.'

મેં પહેલ્લેથીજ કહયું હતું, કે દાદી પટેલના થોડાક નાટકી 'આઇડીયલ્સ' તેના દીલમાં ઘોળાયા કરતા હતા, તે હવે એકદમ રસ્તો લેવા લાગ્યા! મરહુમે ઉરદુ ખેલને સ્ટેજ ઉપર રજુ કરાવી, એક નવો ફણગો ઉગાડયો હતો, અને તેની નકલ થવાનો વખત શરૂ થયો હતો. એ પછી દાદીએ એક બીજો નવો સહાસ માથે ઉઠાવ્યો, અને તે એ હતો, કે આખો ખેલ કોઇપણ કીસમના 'પ્રોઝ' વગર ફકત તમામ ગાયનમાં સ્ટેજ કરવો! આ બેશક તે વખતે એક નવી નવાઇ હતી, મગર સુનાંના સુલની ખુરશેદના નાટકમાં ખશરૂ કોબાદ અને પેસુ આવાને દેખાડેલા પોતાના હાવભાવ અને ગાયનકાર તરીકે મેળવેલી નામના ઉપરથી, આ ગાયનયુક્ત ખેલ ખેલવાનું બીડું દાદી પટેલે ઝડપ્યું હતું.

## શાએર નશરવાનજી મેરવાનજી ખાનસાહેબ.

મગર દાદી પટેલની તે ઉમેદ પાર પાડનાર, જો કે તેના ખેલાડીઓ હતા, પણ ઓપેરા જોડનાર, એક પારસી શાએર અને બાહોશ લેખક હતો. તેનું નામ નશરવાનજી મેરવાનજી ખાનસાહેબ હતું. એ લખનારે વીકટોરીયા નાટક મંડળી માટે ઘણાક ઉરદુ



ખેલો, તેમજ કેટલાક ઉરદુ ઓપેરા જોડયા હતા, જે હું આ લેખોની આગલી હાર માળા મધે વીગતવાર લખી ગયો છું. નશરવાનજી ખાનસાહેબે પહેલવહેલો ઉરદુ ઓપેરા, દાદી પટેલ માટે જોડયો, અને વીકટોરીયા કલબે તે સ્ટેજ કીધો હતો. એક ઉરદુ ખેલ સ્ટેજ કીધા પછી વીકટોરીયાના પારસી એકટરોના પગમાં હવે જોર આવેલું હોય એમ લાગતું હતું! પણ તે જોર છતાં, જે ધાસ્તી હતી, તે દરએક ખેલાડી કંઇ ગાયન ગાનાર નહી હોવાથી, મબાદા એ ઓપેરા પડતો મુકવો પડે, તે હતી! એ ખરી વાત હતી, અને એ ધાસ્તીબી ખરી હતી, કેમકે કોરસમાં સાથે ગાનારા તો ઘણા હતા, પણ એખલા ગાતાં સઘળા ગભરાતા હતા.

## બાપ-દીકરાની જોડી! એકટર તરીકે,

તે વખતે આજના જેત્રા ગાયક ખેલાડીઓ ઘણાજ થોડા હતા. કદાચ અમબી હોય, કે ગાયક ખેલાડીઓ હોવા છતાં, તેઓ ગાવાની તાલીમ વગર અંધકારમાં પડી રેહા હોય! પણ વીકટોરીયા કલબ માટે લખતાં કેહવાની જરૂર છે, કે તેમાં ગાયક ખેલાડીઓ ઘણાજ જુજ હતા. જે કોઇ હતા, તેમાં આગેવાન ગાયક ખેલાડીઓ પેસુ આવાંન, અને ખશરૂ કોબાદ સીવાય, સઘલા ઢબ્બુ હતા! જવાંન ખેલાડીઓ, જેઓ સ્ત્રીના પાર્ટ ભજવતા હતા, તેમા એકાદ-બે ખેલાડીઓ દેખાવમાં જો કે સોહામણા હતા, પણ ગાવાના કામમાં તેઓ બીલકુલ ચાલે તેમ નહી હતા. એવા એક ખેલાડી તરીકે રૂસ્તમ સોહરાબના ખેલમાં, તેહમીનાનો પાર્ટ બજાવી ગયેલો એક જવાંન છોકરો, જે

નશરવાનજી ફ્રૃ. માદન.



નસલુ તેહમીના-પેસુ આવાનનો મોટો ભાઇ.

## મેરવાનજી મનચેરજી બાલીવાલા.



મરહુમ ખુરશેદજી બાલીવાલાના બાવા એજન-મનીજેહમા રૂસ્તમ પેહલવાનનું કામ કરતા હતા, અને છેવટે ગાયન ગાવાની ફરજ પડી હતી!

### સુન મહારાજા ખુશ હો મનમે, ખુશ ખબરી મે લાયારે-?

આએ તે કમનસીબ પદની પેહલી લીટી મને હજી યાદ રેહી ગઇ છે, જે બીચારા મેરવાનજી બાને, બાદશાહની દરબારમાં દાદી પટેલે ગાવાની ફરજ પાડી હતી. અલબત્તાં, તે બાએ ખુશરૂ સાથે થોડાંક 'રીહરસલો' થયાં હતાં, અને બાપની સાથે તેવણના તાબેદાર દીકરેબી, બાદશાહની દરબારમાં મોટું જેવું પાઘોટું માથે વીંટાલી, ગાવા માટે ઉતર્યો હતો! પણ જે રીતે નસલુ તેહમીના, એક ગાયક ખેલાડી નહી હોવા છતાં, એનઝીરના ખેલમાં દાદી પટેલે તેને માહરૂહ પરીનો પાર્ટ આપી, સ્ટેજ ઉપર ઉતાર્યો હતો, અને પાછળથી તે દરેક ખેલમાં ગાયન ગાતો જણાતો હતો, તેમ મેરવાનજીબાબી આ, એનઝીરના ખેલ પછી, ઓપેરામાં કોઇ કોઇ વાર કોરસ વીગેરેમાં ગાતા હતા.

એકટરોને માટે તો પુછવુંજ નહીં ! દેખાવમાં, અને કદમાં આ ઇરાનીઓ, બેશક પારસીઓને ભુલાવી દેતા હતા. કયેખુશરૂ પાદશાહ, અફ્રાસીયાબ પાદશાહ, રૂસ્તમ અને બરજો પેહલવાનો, વીગેરે મરદ ખેલાડીઓ, બેશક કાંઇ જુદોજ ખ્યાલ જોનારાઓને આપતા હતા.

ખાસ કરી આ ઇરાનીઓ પોતાના પાર્ટ જ્યારેબી સ્ટેજ ઉપર કરતા હતા, ત્યારે તેઓ એવુંજ સમજી પોતાનું કામ કરતા હતા, કે તેઓજ આગલા જમાનામાં થઇ ગયેલ પેહલવાનો જીવતા થઇ નીકલ્યા છે! બરજો પોતે પણ તેમજ સમજીને જંગના મયેદાનમાં રૂસ્તમ સાથે લડતાં, પોતાની ખરી હાલત ભુલી જઇ, જીવ ઉપર આવી લડતો હતો. સામાન્ય રીતે આ ઇરાની ખેલાડીઓનું કામ જોઇ, તેજ વખતે ચકચાર ચાલી હતી, કે આ 'જંગલી જનાવરોને' આવી કીસમની તાલીમ આપનાર કોઇ પરદા પછવાડે હોવો જોઇયે !

અને તે વાત છુપી રેહી નહીં. સેહજવારમાં આ વાતનો ફડચો થઇ ગયો, કે આ ઇરાનીઓની પીઠ પાછળ પેલો એલફીનસ્ટોનીયન એમેચ્યુઅર દાદી પટેલ હતો, અને આખું 'પ્રોડકશન' તેની, અને તેના મદદનીશ પીત્રાઇ જમશેદજી ધનજીભાઇ પટેલની મહેનતનું પરીણામ હતું.

મરહુમ દાદાભાઇ સોરાબજી પટેલ, એમ. એ.



ઇરાની નાટક મંડળીના ડીરેકટર અને રેહબર



મરહુમ જમશેદજી ધનજીભાઇ ફરામજી પટેલ.



ઇરાની નાટક મંડળીના મદદગાર. મરહુમ દાદી પટેલના કાકા ધનજીભાઇ પટેલના દીકરા.

## 'મેજર કું' તે વખતે ન હતા !

આ ઇરાની નાટકમાં કેટલાક ખાસ દેખાવો આવતા હતા. દાખલા તરીકે આખ્ખાં સ્ટેજ ઉપર, ખેતરમાં ઉગેલા ઘાસની અંદર બરજોને કામ કરતો દેખાડવાનો હતો ! ધ્યાન રાખજો 'આખ્ખાં સ્ટેજને' ખેતરમાં બદલી નાખવાનું હતું ! વળી એજ ખેતરમાં સહવારને પહોર, રોશન ખુરશેદને ઉગતો દેખાડવાનો હતો ! સારા નસીબે ઇરાનની નાટક મંડળીને હાથ દાદી પટેલ લાગી ગયા, કે જેણે આ બે દેખાવો ઘણીજ ફતેહમંદી સાથે સ્ટેજ ઉપર એક નવાઇ તરીકે રજુ કીધા હતા. તેમાં ખુરશેદને ઉગતો દેખાડી, તેને તપાવવાના કામમાં 'મેગ્નીશ્યમ વાયરની લાઇટનો ઉપયોગ પહેલવહેલો કીધા પછી, બીજી નાટક મંડળીવાલાઓ, એ મેગ્નીશ્યમ વાયરનો ઉપયોગ વીજળીના ચમકારા દેખાડવા માટે કરવા લાગ્યા હતા !

## ઘોડા ઉપર લડાઇ.

પણ આ બે દેખાવ ઉપરાંત દાદી પટેલ, કાંઇક reality દેખાડવા ઘણાજ ખંતી હતા. તેવણે રૂસ્તમ અને બરજોનું જંગ, સ્ટેજ ઉપર ઘોડા લાવીને કરાવવા ધાર્યું. મરહુમે પોતાનો આ વીચાર તુરતજ અમલમાં મુકયો. તે વખતે મુંબઇમાં બે અને ચાર ઘોડાની ઓમનીબસ દોડતી હતી. તેના ઘોડા મોટા કદના કદાવર અને ઠરેલ

મરહુમ જમશેદજી ધનજીભાઇ ફ્રામજી પટેલ.



ઇરાની નાટક મંડળીના મદદગાર. મરહુમ દાદી પટેલના કાકા ધનજીભાઇ પટેલના દીકરા.

'મેજર હું' તે વખતે ન હતા!

મરહુમ દાદાભાઈ સોરાબજી પટેલ, એમ. એ.



ઇરાની નાટક મંડળીના ડીરેકટર અને રેહબર

મરહુમ કાવસજી નશરવાનજી દારૂવાલા.



'કાઉ રોદામે.'

## અરદેશર હીરામાણેક.



અરદેશર તારામતીને નામે જણાયલો ખેલાડી.

## મરહુમ દાદાભાઈ સોરાબજી ફરામજી પટેલ, M. A.



હાતમ બીન તાઇ તરીકે !

## સોરાબજી ફરામજી ઓગરા.



એક બીનહરીફ કોમીડીઅન, અને ફતેહમંદ 'ડીરેકટર.'

## મેરવાનજી મુનશી.

**બીજો ખેલાડી** તે મરહુમ મેરવાનજી મુનશી નામના જવાન હતા. એ ખેલાડીએ પેહલ્લીજ વાર પોતાનો દેખાવ મજકુર સીતમગરના ખેલમાં દીધાથી, એક રંગીલા અને કોમીક ખેલાડી તરીકે તેણે તમાશબીન આલમ ઉપર પેહલ્લી પંક્તીનો છાપ મારયો હતો, અને પાછળથી, વીકટોરીયા નાટક મંડળીમાં સામેલ થઈ, તેણે જીંદગીના છેડા સુધી, એક કોમીડીઅન તરીકે કીરતી મેળવી હતી. આ ખેલાડીની વધુ કારકીર્દી હવે પછી દર્શાવવા ધારી છે.

મરહુમ મેરવાનજી મુનશી.



## મરહુમ દાદાભાઈ રતનજી કુંઠી.



એક વખત વીક્ટોરીઆ કલબના જોડયા માલેક,
બીજી વખત એલફીનસ્ટન કલબના 'ડીરેકટર'.

નાટકનવેશ નશરવાનજી ખાનસાહેબની કલમથી ઉરદુ ભાશામાં લખાયો હતો, અને મુંબઇમાં તે ભજવાયો પણ હતો. એ ખેલમાં બે મુખ્ય પાત્રો જે હાસ્યરસ કામો કરતાં હતાં, તે લોટન, અને જોગનના હતાં. લોટનનો પાર્ટ ખુરશેદજી બાલીવાળા ભજવતા હતા, જ્યારે જોગનનું પાત્ર કુંવરજીના માનીતા ખેલાડી કાવસજી કન્ત્રાકટર, જે સ્ત્રી પાર્ટ કરતા હતા, તેવણ બજાવતા હતા. ટુંકમાં જણાવવાની જરૂર છે, કે લોટનને ચાબકાનો માર મારી જોગન સ્ટેજ ઉપર નચાવતી હતી, તે વખતે કંપનીના સુથારનું કામ કરનારની ગફલતીથી, થોડાક લોખંડના ખીલા સ્ટેજ ઉપર પડી રહેલા હતા. લોટનને ચાબકાના મારથી નાચતો જોઇ, તમાશબીનો તેને તાળીઓથી વધાવી લેતા હતા, પણ તેવામાં લોટન (ખુરશેદજી) જે ઉંધાડે પગે નાચતો હતો, તેનો પગ પેલા લોખંડના ખીલા ઉપર એવો તો જોરથી પડ્યો, કે તે ખીલો ખુરશેદજીના પગની એડીમાં આખો ભોંકાઈ ગયો હતો! આ અકસ્માત ઘણો કફોડો થયો હતો. અને ખુરશેદજીને તેને લીધે ઘણીજ વેદના ખમવી પડી હતી.

કાવસજી માણુકજી કન્ત્રાકટર.



કુંવરજીનો માનીતો લેડી એક્ટર—વહુજી.
જોગન તરીકે કામ કરનાર ખેલાડી.

## બે પાયધોણીના વછેરા!

એવા અકસ્માત તો કંપનીમાં અવારનવાર બનતાજ હતા, પણ તે સઘળાની નોંધ લેવામાં શું સાર? પણ સઘળા અકસ્માતોના કરતા જ્યારે પેલા પાયધોણીવાલા બે ઝનુની વછેરાઓ મીજાજ ખોઈ રણ ઉપર ચહડતા, ત્યારે તેઓને મનાવવા, મરહુમ પેસ્તનજી



બાલી સીવાય કોઇબી વચ્ચે પડતું હતું નહી! એ બે વછેરાઓ પેલા પાયધોણીવાળા ભલા મનીખો, એદુ કોલેજર અને 'અદો' હતા! બંને જણ એકસરખા પાજી અને ઝનુની સ્વભાવના, એટલે બોલ બોલતાં 'પેત્રોલ' કરતાંબી જલદી સળગી ભડકું થઇ ઉઠતા, અને લાકડી અને સોટા સીવાય, બીજાં કસ્સાથી ફટાફટી કરવા કરતા નહી હતા! જ્યારે કુંવરજીએ લાકડીઓ ઉંચી કરાવી નાખી, અને એક દહાડો એવીજ રીતે એદુ કોલેજર અને અદો, રણ ઉપર ચહડયા, અને બંને જનોના મીજાજની ખરાબી ઘણીજ વધી ગઈ, ત્યારે અદાએ સોડાવાટરની એક ભરેલી બાટલી ઉંચકી, એદુને ટાંકીને છુટી મારી! સારે નસીબે તે છટકી ગઇ, નહી તો એદુનું કાટલુંજ નીકળી ગયું હતે!

ડોશાભાઇ ફરદુનજી મગોલ.



## ડોસાભાઇ મગોલનો ચસકેલો મીજાજ!

થોડાક ઝીના ઝીના અકસ્માતોની નોંધ લીધાથી જણાઇ આવે છે, કે બહાર ગામમાં મુસાફરી કરતી નાટક. કલબોના રાહધાટ કેવી રીતે ચાલતા હતા. કુંવરજી નાજર ખરૂં જોતાં તો ઘણાજ નેક, અને ભલા હતા, પણ જ્યારે મીજાજ જતો, ત્યારે જે મોહડે આવે, તે બોલવા તેવણ અચકાતા નહી હતા! એક દહાડો રાતે દીલ્લીમાં સુંનના મુલની ખુરશેદનો ખેલ સ્ટેજ થયો હતો. એ ખેલમાં શાહેરનો કોટવાલ જફરખાન અને જેહાનબક્ષ નામના એક શાહી કુટુંબના વારસ સાથ, તલવારબાજીની જબરી લડત ચાલી રહી હતી. કુંવરજી નાજર બે—ચાર યુરોપીઅન મીત્રો સાથ સ્ટેજની અડોઅડ, પેહલીજ હારમાં બેઠા હતા. ડોસાભાઇ મગોલ, જેવણ જેહાનબક્ષનો ભાગ બજાવતા

ખુરશેદજી મેરવાનજી બાલીવાલા.

ખશરૂ—કોબાદ.

ડોસાભાઈ ફરદુનજી મગોલ.



ચલાવવા માંડ્યું.

## વીકટોરીયા કલબના પાંચ નવા માલેકો.

જ્યારે વીકટોરીયા કલબના ચાર આગલા માલેકોને મેં રજુ કીધા, ત્યારે એજ કલબના પાંચ નવા માલેકોને પણ મારે અત્રે રજુ કરવા ઘટે છે.

દાદાભાઇ ઠુંઠી.



વીકટોરીયા કલબના મોટાબાવા!

ડીરેકટર.

ફરામજી દાદાભાઈ અપ્પુ.



ફરામ અપ્પુ.

આ ચીત્રોની હારમાળામાં ધનજીભાઇ ઘડીઆલીનું ચીત્ર રજુ કરી શકાયું નથી.

(ધ. ન. પટેલ)

બરમાનો રાજા થીબુ અને તેની રાણી.



જેણે વીક્ટોરીયા ક્લબને ૩૫) નાટકો જોઇ, લાખો રૂપીઆથી નવાજ્યા હતાં.

## મરહુમ સોરાબજી ખરશેદજી ધોંડી.



બાલીવાલાના એક ચુસ્ત હીમાયતી, અને વખાણનાર.

એ સઘળા બનાવો, હાલના જમાનાના નાટકના શોખીનોને કદાચ યાદ હશે? બાલીવાલા ગ્રાંડ થીએટર કેમ ગ્રાંટરોડ ઉપર ઉભું થયું, તેની તવારીખ આ લેખોના આગલી હારમાળામાં હું લખી ગયો છું. એટલે હવે વીકટોરીઆ નાટક મંડળી વીશે ઝાઝું લખવાનું, કે જણાવવાનું કાંઇ રહ્યું હોય, એમ મને લાગતું નથી. બાલીવાલા ગ્રાંડ થીએટર બાંધી, બાલીવાલા ઘણીજ મુશ્કેલીથી પોતાનો વખત કહાડતા હતા. તેવણ પોતાની નબળી દેહ છતાં, વીકટોરીઆ કલબને ચાલુ રાખવામાં, તેવણ એક પરદુઃખભંજન કામ કરતા હતા, કેમકે ઘણાક જરથોસ્તીઓની રોજી ત્યાં ચાલતી હતી. પણ અંતે ૧૯૨૩ ના સપટેમ્બર માસમાં, ૬૧ વરસની ઉમરે, લકવાની બીમારીને વશ થઈ, બાલીવાલા ગુજર પામ્યા હતા, અને ત્યાર પછી વીકટોરીઆ કલબની પડતી શરૂ થઇ, અને અંતે તેનો અંત આવ્યો હતો.

———

## મરહુમ સોરાબજી ખરશેદજી ઘોંડી.



બાલીવાલાના એક ચુસ્ત હીમાયતી, અને વખાણનાર.

એ બધળા બનાવો, હાલના જમાનાના નાટકના શોખીનોને કદાચ યાદ હશે? બાલીવાલા ગ્રાંડ થીએટર કેમ ગ્રાંટરોડ ઉપર ઉભું થયું, તેની તવારીખ આ લેખોના આગલી હારમાળામાં હું લખી ગયો છું. એટલે હવે વીકટોરીયા નાટક મંડળી વીશે ઝાઝું લખવાનું, કે જણાવવાનું કાંઈ રહ્યું હોય, એમ મને લાગતું નથી. બાલીવાલા ગ્રાંડ થીએટર બાંધી, બાલીવાલા ઘણીજ મુશ્કેલીથી પોતાનો વખત કહાડતા હતા. તેવણ પોતાની નબળી દેહ છતાં, વીકટોરીયા કલબને ચાલુ રાખવામાં, તેવણ એક પરદુઃખભંજન કામ કરતા હતા, કેમકે ઘણાક જરથોસ્તીઓની રોજી ત્યાં ચાલતી હતી. પણ અંતે ૧૯૨૩ ના સપટેમ્બર માસમાં, ૬૧ વરસની ઉમરે, લકવાની બીમારીને વશ થઈ, બાલીવાલા ગુજર પામ્યા હતા, અને ત્યાર પછી વીકટોરીયા કલબની પડતી શરૂ થઇ, અને અંતે તેનો અંત આવ્યો હતો.

---



( ૫૦ )

ખરશેદજી બાલીવાલાબી હીંમતમાં જબરો હતો. જાણીતા પારસી એકટરો ઉપરાંત, બરમાની મુસાફરીમાં, બધા મળી ૪૧) માણસોનો એક જંગી કાફલો જમાવ કરી, માંડલે જવાની સફર તેણે શરૂ કરી હતી. એવો જંગી પારસી કાફલો, આજ સુધી અને અત્યાર આગમચ કોઇબી વખત માંડલે ગયો હતો નહી. ખુરશેદજી બાલીવાલાની આ હીંમત બેશક ઘણીજ જોખમભરી હતી, કેમકે બરમામાં તે વખતે બ્રીટીશ અમલ હતો નહી, તેમજ બ્રીટીશ પનાહ પણ કોઇને મળી શકે તેમ નહી હતું! છતાં ખુદાની યાદ જબાન ઉપર ધરી, આ ૪૧) માણસોનો જંગી કાફલો બરમા જઇ પુગ્યો હતો.

મેં આગળ લખ્યું હતું, તેમ બરમાની સફર દરમીયાન વીકટોરીયા કલબમાં બધા મળી ૨૭) પારસી એકટરો સામેલ થયા હતા. તેઓમાંથી જેઓની મને યાદ પડી, તેઓના નામની નોંધ ગયા અંકમાં મેં ટપકાવી છે. દલગીર છું, કે એ ૨૭) સાહેબોમાંથી લગભગ એકાદ–બે ગ્રહસ્થો સીવાય બધળા ગુજર પામ્યા છે. એ ગુજર પામેલા એકટરોમાંથી, જે જે જાણીતા એકટરોના ફોટોગ્રાફો હું મેળવી શકયો છું, તે આ પારસી નાટક તખ્તાની તવારીખમાં જળવાઇ રેહ અને ભવીશની ઓલાદ તેમના દર્શન કરી શકે, એવી નેમથી અત્રે રજુ કરૂં છું.

### મરહુમ ખરશેદજી મેરવાનજી બાલીવાલા.



વીકટોરીયા કલબના માલેક.

આ જાણીતા અને પ્રજાપ્રીય ખેલાડીની નાટકી કારકીરદીનું જાણવાજોગ બ્યાન, હવે પછી ચીત્રયુકત રજુ થનાર હોવાથી, અત્રે વધુ લખવાની જરૂર નથી.

## મરહુમ ડોસાભાઇ ફરદુનજી મગોલ.



ખુરશેદજી બાલીવાલાને સેવટ સુધી વળગી રહેલા વીકટોરીયા કલબના એક માલેક.

પરશીઅન ઝોરાસ્ત્રીઅન નામની એક કલબ, જે મરહુમ પેસ્તનજી વેલાતી નામના એક પરશીઅન કલબના એકટરે કાહડી, બરજો અને મેહર સીમીન ઓઝાર નામનો નાટક, ૧૮૭૧ માં જેણે સ્ટેજ કીધો હતો, અને જે ખેલ તે વખતના જાણીતા લેખક 'બંદે ખુદા'એ લખ્યો હતો, તે ખેલમાં, આ ડોસાભાઇ મગોલે, એકદસ્ત નામના એક હબશીની 'કેરેકટર' તારીફલાયક રજુ કીધી હતી. એ ઉપરથી મરહુમનું નામ 'ડોસુ એકદસ્ત' તરીકે પડી ગયું હતું. મરહુમનો અસલ ધંધો, પારસી મીઠાઇ બનાવનારનો હતો, તે પડતો મુકી, મરહુમે નાટકના ધંધામાં પડી, નામના મેળવી હતી. મરનાર સાધારણ પ્રકારના ગાયક હતા, અને મોજીલા સ્વભાવના હોવાથી, અમુક પ્રકારની કેરેકટરો અચ્છી રીતે સ્ટેજ કરી શકતા હતા.

## મરહુમ મેરવાનજી પેસ્તનજી મેહતા.



નાટક ઉત્તેજક મંડળીમાંથી ખીલી નીકળેલા, અને પાછળથી વીકટોરીયા કલબને સેવટ સુધી વલગી રહેલા, એક અજબ જેવી નાટકી શકતી ધરાવનાર 'ઓલ-રાઉન્ડ' એકટર. મરહુમ વીશે લંબાણ વીવેચનની ખાસ જરૂરત હોવાથી આ તબકકે લંબાણ કરવાની જરૂરત નથી.

ઉલજભીલી ની તરીકે ઠીક કામ કરતો હતો. સર જે. જીજીભાઇ સ્કુલમાંથી ત્રીજા ધોરણ સુધી શીખી ૧૮૯૦ માં વીકટોરીયા કલબમાં દાખલ થયો હતો. દેશપરદેશ ફરવા ઉપરાંત બાલીવાલાએ એક સોનાનો ચાંદ, તેની નોકરીની કદરદાનાથી તરીકે જાહેરમાં આપી, એક મેનીરીટ નામટ પણ એને આપી હતી. કલબમાં પોતાની નમાની, હસમુખી આવેશ્વાઇથી એટલો તો, એ માનીતો થઇ પડયો હતો, કે સઘળાઓ તેને 'ધનજી' એવે લાડકે નામે બોલાવતા હતા. હાલમાં વૃધ ઉમરને સબબે બેનેટ કંપનીમાં એ 'કાપર' તરીકે કામ કરે છે.

મેહરવાન પેસ્તનજી મેહતા.



'મેહરવાન મેહતો' બાલીવાલાનો વફાદાર ખયેરખાહ. સેવટ સુધી સાચ્યો.

૫ નોંધ:—વીકટોરીયા કલબનો આ એક 'ઓલ-રાઉન્ડ' ચુનંદો એકટર હતો. મરદ તેમજ ઓરતના પારટ એણે તારીફ લાયક રીતે ભજવ્યા હતા. ૧૮૭૫ માં નાટક ઉતેજક મંડળીમાં એ પહેલવહેલો સામેલ થયો હતો. ત્યાર બાદ ઝોરાસ્ત્રીઅન કલબમાં બાલમજોરના ખેલમાં, ઓનો ભાગ અતી ઘણી તારીફ લાયક રીતે ભજવ્યો હતો. ત્યાર બાદ વીકટોરીયા કલબમાં મેહરવાન સામેલ થયો હતો, જ્યાં તેણે પોતાની આખી જીંદગી, બાલીવાલાની સેવા પ્રમાણીકપણે કરવામાં ગુજારી હતી.



નવરોજી ફ. ખંભાતા.



મરહુમ કલબોમાં ઓના પાત્ર ભજવી, છેવટે વીકટોરીયા કલબમાં એક ઉપયોગી એકટર થઇ પડયો હતો. હમકારીઓ એને નવલુ ખંભાતાને નામે ઓળખતા હતા.

૬ નોંધ:—આ એકટર વીકટોરીયા કલબમાં ઘણાંક વરસો વેર નોકરી કરી, છેવટે બાલીવાલાને છોડી ગયો હતો. આ ખેલાડી પાછળથી બંને આંખે અપંગ થવા છતાં, સ્ટેજ ઉપર આસાનીથી પોતાનું કામ કરતો હતો. મરહુમે બીજા ગ્રહસ્થોની સામેલગીરી સાથ એક થઇ, ગ્રાંટરોડ ઉપર એક પારસી ઓને નાટક તખતા ઉપર લાવવા માટે એક નવી કલબ ઉભી કરી હતી, જેથી પારસી કોમમાં મોટી તકરાર ઉભી થવે, તે પારસી બાઇ પોતાની મરજીથી તે મંડળી સાથનો સંબંધ છોડી ગઇ હતી. આ કીસ્સો અતરે લંબાણથી દર્શાવવો અપ્રસંગોપાત હોવાથી, ફકત તેની નોંધ લઇ સંતોષ પકડું છું.

મેં આગળ લખ્યું તેમ વીકટોરીયા કલબના લગભગ સઘળા પારસી ખેલાડીઓ ગુજર પામ્યા છે. કોઇ કેવાં દુખથી પીડાયા હતા, અને કોઇ, કેવાં દુખથી પીડાયા હતા. તે સઘળા મરહુમોમાં થોડાકોની ખાનગી વલણ અને ચલણ માટે, જાહેર છાપામાં ચર્ચા ભરપા થઇ હતી. પણ વીકટોરીયા કલબની બરબસ્તીનો ડીવસ, તેવા થોડાકોની હસ્તીનું કારણ હતું! એ વીશે જેટલું ઓછું લખાય એટલું સારું છે, એમ માની લઇ આ બાબદ અતરે ખતમ કરું છું.

## નાટકના હુન્નરને ખીલવી ગયેલા અથોરનાન એકટરો.

પારસી નાટક તખ્તાની તવારીખમાં લખાઇ ગયેલા પારસી એકટરોની સંખ્યા એટલીજ હતી, એમ સમજવાની ભુલ વાચક મેહરબાનોએ કરવી નહી. આ સાહીત્યમાં જે જે સાહેબોના નામોની અને તેમના કામોની મેં નોંધ લીધી છે, અને એકટર તરીકેના તેમના કામને અગત્યતા આપી છે, તેટલાજ પારસી ગ્રહસ્થો,

[૯૧]

મેહરખાનો, ખાલીવાળાની વીક્ટોરીયા કંપનીમાં લગભગ પચાસેક એકટરો હતા! તે માહેલા ઘણાજ થોડા ખાલીવાળાની ભલી ભલાઇમાં ખુશી થતા હતા. તેઓ હંમેશાં ખાલીવાળાની પડખે ઉભા રહેતા હતા, અને તે ભલો માલેક ઘણાજ માન અને વાહલથી તેમની સાથ વરતતો હતો. પણ તેઓમાં ચોકકસ ખેલાડીઓ ખાલીવાળાની બેહતરીમાં જેટલા રાજી હતા, તે કરતાં વધારે, કંપનીમાં એકટ્રેસ તરીકે કામ કરતી, અમુક ગાયનહારોના નાજનખરાં ઉપર ભ્રમીત થઇ, રાજી રાજી થઇ ગયા હતા! એ તમાશો પાછળથી એટલી બધી હદે ચહડયો હતો, કે મરહુમ કેખશરૂ કાબરાજીએ પોતાના રાસ્ત ગોફતાર છાપામાં તે વખતે જબરી કડક લડત ચલાવી હતી! આ શરમભરી હકીકત અત્રે લંબાણથી નોંધવા હું નારવા સમજું છું, કેમકે તેઓ સઘળા હાલ મરણ પામ્યા છે. તેવાઓને પડતા મુકી, ખાલીવાળાના થોડાક ખેરખ્વાહોના નામ-કામની નોંધ લેવી વાસ્તવીક સમજું છું.

મી૰ બરજોર.



ફરેદુન અને બરજોરને નામે સુખડનો વેપાર કરનારી કું૰ નો એક ભાગીદાર.



દોરાબ મશીનવાલા.



એક વખત વીક્ટોરીયા ક્લબનો માનીતો બેટી એક્ટર.
પાછળથી ક્લબ છોડી હડહડતો થીઆસો-
ફીસ્ટ બન્યો હતો.

નસરવાનજી લાલી.



ખાલીવાલાનો ખેરખાહ અને સેવટ
સુધી સાચો.

ધનજીશાહ ર. મીસ્ત્રી.



'ધનજો' સ્ટેજ મેનેજર.
ખાલીવાલાનો માનીતો અને સેવટ સુધી સાચો.

૪ નોંધ:—વીક્ટોરીયા નાટક ટોળીના જાણીતા એક્ટરોમાંના એક ધનજીશાહ મીસ્ત્રી હતા. મરહુમ જમનજી કાબરાજીના ગામડેની ગોરીના નાટકમાં, એ ખેલાડી

## મેરવાંન મુનશી.



વીક્ટોરીયા ક્લબનો એક માનીતો કોમીડીઅન.

## મરહુમ નાનાભાઇ રૂસ્તમજી રાણીના.



એક જાહેર લેખક અને નાટકનવેશ—મ્યુનીસીપાલીટીના જોડયા ઓડીટર—અને સરકાર દરબારમાં વગવસીલાવાળા પારસી ગ્રહસ્થ.

## પ્રખ્યાત મદમ નાટકકાર—મીસ મેરી ફ્રેનટન.

જ્યારે મીસ મેરી ફ્રેનટનની નાટકી કારકીર્દીનું હું બ્યાન રજુ કરીશ, ત્યારે હું તેની બારીક વીગતો રજુ કરીશ. પણ આ પ્રસંગે પાછલી આલફ્રેડ નાટક મંડળીની સ્થાપના થયા પછી, તેની ગતીને કેવી રીતે વેગ મેહલો હતો, અને તે પ્રસંગે મીસ મેરી ફ્રેનટનની સામેલગીરી કેવી રીતે, અને કેવા સંજોગ વચ્ચે થવા પામી હતી, તેજ અતરે હું દેખાડવા માગું છું.

મારે કાંઇ વધારે ઉંડાણમાં ઉતરવાની જરૂર નથી, કેમકે હાલના જમાનાના ઉઘરતા જવાનો, આ "આરટીકલો"ના વાંચકો, તે સમજી શકે એમ મને લાગતું નથી! વળી બીજી અગત્યની બાબદ તો એ છે કે આ આરટીકલો લખી, અને ગુજર પામેલા મીત્રોની રીતી નીતી, તેમજ તેમની ચાલચલણ ઉપર કાંઇબી છાંટા ઉડારવાની મારી નેમ કે મતલબ કેજ નહી.



સરફરાજ મેહરબાન, ઇ૦ સ૦ ૧૮૭૭-૭૮, ના સાલમાં આ આલફ્રેડ નાટક મંડળી સાથ નીકટના સંબંધમાં આવેલા સાહેબો, ધોબીતળાવ ઉપર રેહતા હતા, એ તમારે જાણવું જરૂરતું છે. આલફ્રેડ નાટક મંડલીને, પોતાના લાગવગ, અને બલ કલનો ટેકો અને મદદ આપી તેને ઉભી કરનાર, તે વખતના જાણીતા શેહરી મરહુમ નાનાભાઇ રૂસ્તમજી રાણીના હતા. મી૦ નાનાભાઇ, તે વખતે ધોબીતળાવ ઉપર કુકકર બજારની સામે આવેલાં ત્રણ માળના એક મોટાં મકાન ઉપર, ત્રીજે માળે રેહતા હતા. એજ મકાનને પેહલે મજલે મરહુમ કુંવરજી સોરાબજી નાજર રેહતા હતા.

આ મકાનની સામે એક સાંકડી ગલી આવેલી હતી, જે ગલીમાં જતાં એક બીજી 'આડ-ગલી' જમણા હાથ ઉપર આવેલી હતી! એ એક અતી સાંકડી ગલી હોવા છતાં, ત્યાં પારસીઓ પોતાની ગરીબ હાલતને લીધે વસતાં હતાં! એ ગલીમાં બે-કે ચાર નાના ઘરો હતાં. એ ચાર ઘરો માહેલાં એક અતી સાંકડાં, અને નાહનાં ઘરના પેહલ્લા મજલા ઉપર, મરહુમ કાવસજી પાલનજી ખટાઉ, તેના ભાઇઓ અને કુટુંબીઓ સાથ વસતો હતો. કેહવાની જરૂર છે, કે એ ઘરથી મરહુમ શેઠ નાનાભાઇનું મકાન, ફકત ત્રણ ચાર મીનીટના તફાવતે આવેલું હતું. પરંતુ હાલમાં થયલા શેહર સુધારાને સબબે, તે મકાનોવાલી ગલી, તેમજ બીજાં મકાંનો આજે ત્યાં રેહા નથી, મગર મોટા રસ્તા ઉપર આવેલું મરહુમ નાનાભાઇ રાણીનાવાલું મકાન હજી સુધી રહયું છે.

કાઉ ખટાઉ!

## મરહુમ કાવસજી પાલનજી ખટાઉ.



ગરીબ હાલતમાં ઉછરેલો—નાટકના ચેટકમાં પડી પાછલથી એક પેહલી પંકતીનો ખેલાડી થઇ ગયેલો.

ગુજર પામેલા પ્રસીધ્ધ પારસી એકટરો, જેઓ બાલીવાલાની રેહબરી અને બાહેધરી હેઠળ માંડલે ગયા હતા, તે માહેલા થોડાકોના ફોટોગ્રાફ ગયા હફતામાં હું આપી ગયો હતો, અને આજે થોડાકોના ફોટોગ્રાફ રજુ કરી, આ પારસી કાફલાની માંડલેની મુસાફરીનો હેવાલ ખતમ કરૂં છું.

## મરહુમ દોરાબજી કાવસજી બજાં.



પ્રથમ નાટક ઉતેજકનો ખેલાડી, પાછળથી દાદી ઠુંઠીની સાથે ભાગીદારીમાં જોડાઇ, નાટકના કામમાં આગળ વધેલાં



## બેહરામજી બરજોરજી તાંતરા.



એક અમેચ્યુઅર તરીકે નાટકમાં શરૂઆત કરી, પાછળથી વીકટોરીયા કલબમાં એક આગેવાન ખેલાડીને દરજજે પુગેલા આ બાપ હજી હયાત છે, અને બુઝોરગીને લીધે નાટક કરવા નબળા થઇ પડયા છે

'પેસુ—પોખરાજને' નામે જણાયગ્રો.

હવે વીકટોરીયા કલબની માંડલેની મુસાફરીનો આ ઉપર ટપકેનો ચીતાર અત્રે હું ખતમ કરૂં છું. પણ વાંચનારે એમ સમજવું નહી, કે વીકટોરીયા કલબની હયાતી અત્રે ખતમ થઇ હતી. ના, તેમ તો બન્યુંજ નહી હતું. કેમકે આ માંડલેની સફર પછી, આગળ જણાવ્યું હતું તેમ એ કલબે વેલાતની સફર કરી, મોટી નુકશાની હાંસલ કીધી હતી, અને ત્યાર પછી પાછી એકાદ બે સફર માંડલે કીધા ઉપરાંત, સીંગાપોર, અને બેંકોક જેવાં શહેરોમાં, બાલીવાલાએ પોતાના નસીબને અજમાવ્યું હતું. આ બેંકોક ઘણુંજ વીચીત્ર પ્રકારની પ્રકૃતીવાળું શહેર હતું, અને એજ શહેરમાં નાટક કરવા માટે પડાવ નાખ્યા પછી, કંપનીના એક અતી ઘણા ઉપયોગી, અને જાણીતા પારસી ખેલાડી ધનજીભાઇ બરજોરજી અંજીરબાગ, કોલેરાના રોગમાં સપડાઇ, એજ શહેરમાં ગુજર પામ્યા હતા, અને હમદીન ખેલાડીઓએ, પોતાના એ માનીતા હમશરીકને ત્યાંજ દફન કીધા હતા.

### ઉદય પછી અસ્ત !

અતી ઘણી જાહોજલાલી ભોગવી, રાજદરબારી કીરતીઓ મેળવી, સુનાં અને હીરા જડીત ચાંદોની ભેટ સોગાદો મેળવ્યા પછી, વીકટોરીયા કલબની કીરતીની કલગી હવે ઝાંખી થવા માંડી હતી. એ સઘળી વીગતોમાં ઉતરવાની જરૂર નથી, પણ જે જે બનાવોએ વીકટોરીયા કલબની હસ્તીનો પાયો ખણી અને કોતરી નાખ્યો હતો, તેમાં એક મુખ્ય બનાવ, જે પાછળથી પ્રગટી નીકળ્યો હતો, અને જેને માટે જાહેર છાપામાં જબરી ચુનોચરા થઇ હતી.

## મરહુમ નશરવાનજી વીરજીભાઈ ગોઈપોરીયા.



મોજીલા સ્વભાવના, અથંગ ગાયનકાર. પાછળથી નાટકકાર બની અંતે દુર દેશાવરમાં પોતાની કજાને વશ થયા હતા.

આ એકટર વીશે વધુ વીવેચન હવે પછી કરનાર હોવાથી, અતરે વધુ લખવાની જરૂર નથી.



## મરહુમ ધનજીભાઈ બરજોરજી અંજીરબાગ.



એલફીનસ્ટન કલબમાંથી ઉગી નીકલી, વીકટોરીયાની અંદમા જોડાઇ, દુર દેશાવરમાં સફર કરતાં, એંકોકમાં કોલેરાનો ભોગ થઇ પડયા હતા. એક રમુજી ખેલાડી ઉપરાંત, પોતે 'સીનીક' આરટીસ્ટ હોવાથી, બાલીવાલાને ઘણુજ ઉપયોગી થઇ પડયા હતા.

## મરહુમ હોરમસજી શાપુરજી તાંતરા.



પ્રથમમાં એલફીનસ્ટનમાં લયલા મજનુના ખેલમાં, લયલીનો ભાગ બજાવી જાણીતા થયલા, અને પાછલથી વીકટોરીયામાં દાખલ થઇ સેવટ સુધી તેમાં પોતાનું જીવન ગાળનાર. (વધુ હવે પછી)

હું ધારૂં છું, કે આજના અંક માટે આટલો મારો લેખ પુરતો થઇ પડશે. હજી બીજાં થોડાક જરથોસ્તી એકટરો, જેઓ બાલીવાલા સાથ માંડલે ગયા હતા, અને જેઓ ગુજર પામ્યા છે, તેમના ફોટોગ્રાફ હું આવતા અંક માટે તહકુબ રાખી, આજનો લેખ ખતમ કરૂં છું.

---

મરહુમ પેસ્તનજી જીજીભાઇ બાટલીવાલા.



પેલા દોરાબજી ધાભરની કલબમાંથી પેહલવેહલા જનમ પામી, પાછળથી વીકટોરીયા કલબનો થઇ પડેલો એક આગેવાન ખેલાડી. નાટકી આલમમાં સૈવટ સુધી

## વીકટોરીયા કલબમાં સ્ત્રી ખેલાડીઓ

દાખલ કરવાની પેહલ હતી. આ સ્ત્રી ખેલાડીઓએ, બાલીવાળાની વીકટોરીયા કલબને કદીબી જરથી ભરપુર કરી તો નહીજ હતી, પણ તેથી ઉલટું, બાલીવાળાની કલબના

## બોલીજાન—ધન!



મરહુમ કુંવર એ. સીપાઈ.

એટલું તો ખરૂં કે આજના જમાનાના જેવી 'સીન સીનરી' આગલા વખતના નાટક તખતા ઉપર જવલેજ રજુ થતી હતી. પણ કોઈબી રીતે તે રસકસમા રોજબરોજ સુધરતી જતી હતી.

## સ્ટેજ ઉપર સુરજ અને ખીલેલાં ખેતર.

સ્ટેજના હુન્નરને ખીલવવા માટે કેળવાયલા અને ઉમદા ભેજાંઓ નાટકના તે જમાનામાં ઘણાંજ ખંતી હતાં. અને તેઓ તેવે પ્રસંગે ગાંઠના ગોપીચંદ ખરચી, નવીન ઢબચાલો સ્ટેજને દીપાવવા ઉભી કરતા હતા. એવી રીતે મરહુમ જમશેદજી ધનજીભાઈ પટેલ અને દાદાભાઈ સોરાબજી પટેલ જેવા લક્ષાધીપતી બાપના દીકરાઓએ,



પુરાની નાટક મંડળીએ ઈ૦ સ૦ ૧૮૭૦ ના સાલમાં, સ્ટેજ ઉપર વેરાન વનમાં ઉગતા સુરજને ઉગતો અને ધીમે ધીમે તેને આસમાન ઉપર મધ્યસ્થાને ચઢતો દેખાડવાની તકલીફ કરી હતી. વળી એજ બંને જણોએ આખખા સ્ટેજ ઉપર લીલાં કંજર જેવા ખીલેલાં ખેતરોને ખીલી નીકળેલાં દેખાડયાં હતાં. વળી પુરાની પેહલવાનોને લડાઈના મેદાનોમા જીવતા ઘોડા ઉપર બેસી તેઓને લડતા દેખાડયા હતા.

## પચીસ ફીટ ઉંચો દેવ!

આ બનાવ ઉપર સરસાઈ મેળવવાના હેતુથી વીકટોરીયા નાટક મંડળીએ બકાવલીના નાટકમાં પચીસ ફુટ ઉંચો, ફરતો હરતો અને બોલતો ચાલતો દેવ દેખાડયો હતો.

આલફ્રેડ નાટકવાળાઓએ એવા એવા તીલસ્માતી દેખાવો દેખાડયા પછી આજે વખતે, એવી એવી મંત્રીક કળાઓ પડતી મુકાઈ હતી, અને આજે જુદીજ કીસમની કળાબાજીથી સ્ટેજને દીપાવવાની તજવીજો થતી જોવામાં આવે છે.

## પહેલલો પારસી પેન્ટર.



મરહુમ પેસ્તનજી માદન.

## પુરાણા 'સીન-પેન્ટરો!'

ઈ૦ સ૦ ૧૮૭૦ ના સાલમાં નાટક તખતાને દીપાવે, અને તેને માટે પરદા ચીતારે એવા ચીતારાઓ—પારસી પેન્ટરો—નો દુકાળ હતો. અને હજુ યાદ છે, કે જુની ઝોરાસ્ત્રીઅન કલબને તેવો કોઈ લાયક જરથોસ્તી નહી મળવાથી, આનંદરાવ નામના એક હીંદુ પેન્ટરને, તેની કારીગરી બદલ ઝોરાસ્ત્રીઅન કલબે તેને ભાગીદાર

Histrionic Art ને લગતી પારસી બાબદોનો સમાવેશ થનાર છે, અને આજના અને ગઇ કાલના પારસી એકટરો વીશે, કંઇ કંઈ વીચારો જે મેં રજુ કરવાની ધારણા રાખી છે, તે પાર પાડવાને હું શકતીવાન બનું એટલુંજ મારૂં ચાહવું છે.

ડા૦ નશરવાનજી નવરોજજી પારખ.



આગલા વખતના એક પ્રખ્યાત એમેચ્યુઅર, પાછલથી એલફીનસ્ટન કલબના માલેક.

## નશરવાનજી નવરોજજી પારખ.

### લેખક, ડીરેકટર, અને એકટર તરીકે.

ઈ. સ. ૧૮૭૩ ના સાલમાં, નશરવાનજી નવરોજજી પારખે મેત્રીકયુલેશનની પરીક્ષા પસાર કીધી હતી. એવણની સાથે એ પરીક્ષામાં પસાર થયલા ઘણાક પારસીઓ ઉપરાંત, દારાબજી દસ્તુર પેશોતનજી સંજાણા (હાલ દસ્તુર દારાબ દસ્તુર પેશોતન સંજાણા.) મી૦ પાલનજી બરજોરજી દેશાઇ, રાસ્ત ગોફતાર પત્રના માજી અધીપતી, મી૦ જેહાંગીર ડોસાભાઇ કરાકા, મરહુમ બેહરામજી મેરવાનજી મલબારી, જાણીતા પારસી લેખક અને કવી, અને બીજાઓ હતા.

એવું માલમ પડે છે, કે નશરવાનજી પારખ જ્યારે ૧૮૭૩ માં મેત્રીકયુલેશનની પરીક્ષામાં પસાર થયા, ત્યારે નાટકના શોખમાં, હું ધારૂં છું કે તેવણ ૧૮૭૩ ની ઘણા અગાઉ પડેલા હોવા જોઇએ. મેત્રીકયુલેશન પસાર કરી, નશરવાનજી પારખ ગ્રાંટ મેડીકલ કોલેજમાં, વઇદાનો અભ્યાસ કરવા માટે, દાખલ થયા હતા. એ વખતે મરહુમ અરદેશર બૈરામજી પટેલ પણ ગ્રાંટ મેડીકલ કોલેજમાં તબીબી અભ્યાસ માટે જતા

ડાકટર નશરવાનજી નવરોજજી પારખ ઇંગ્લન્ડમાં.



In Masonic Costume of the Grand Dean of England.

## ઈંગ્લંન્ડનો પ્રવાસ ફતેહમંદ નિવડયો.

નશરવાનજીએ પોતાના ભવિશ માટે કરેલી અટકલ ખરી પડી હતી. નાટક સાથનો સંબંધ છોડી વીલાયત જઈ થોડાક વરસ અભ્યાસ કરી, ત્યાંની પરીક્ષાઓ ફતેહમંદીથી પસાર કરી, એવણ પાછા મુંબઇ ફરયા. મુંબઇમાં આવી પોતાનો ધંધો ચલાવવા

(૩૩)

મરહુમ કેખશરૂ નવરોજી કાબરાજી.



તે રાસ્ત ગોફતારના અધીપતી.

"સારો નરસો માલ પીછાનવાની લોકોમાં શકતી ઘણીજ કમતર હોય છે– થોડાક થી–થી–થા–થા, કાંઇક હસવાના ભાવટા, કાંઇ કંગાળ રાગડા, થોડાક